# ચિત્ર સાધના

કલાકાર રસિકલાલ પરીખ
નો પરિચય







# CHITRA SADHANA

Introducing
ARTIST RASIKLAL PARIKH



# ચિત્રસાધના

એમની કૃતિઓમાંથી ચૂંટેલાં ૨૧ રંગચિત્રો અને ૩૪ સાદાં ચિત્રો રેખાચિત્રો વગેરે સાથે

## કલાકાર રસિકલાલ પરીખનો

### પરિચય

---

CHITRASADHANA

Introducing the Artist

Rasiklal Parikh

with 21 Fullcolour and 34 monocolour pictures, drawings sketches &c.

---




KUMAR KARYALAYA 1454 RAIPUR AHMEDABAD A. D. 1941

પ્રકાશક · કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર · અમદાવાદ ઈ. સ. ૧૯૪૧



Homage

વંદના




મુદ્રક અને પ્રકાશક

બચુભાઇ રાવત · કુમાર પ્રિન્ટરી

કુમાર કાર્યાલય · ૧૪૫૪ રાયપુર

# અર્પણ

શ્રીમાન શેઠ શ્રી ગિરિજાપ્રસાદ (સર ચીનુભાઈ) ને

જેમની ઉદાર સહાયથી

**શ્રી રસિકલાલ પરીખ**

પોતાની કલાસાધના ઉત્કૃષ્ટ કરી શક્યા છે.

# Introducing The Artist

Rasiklal Parikh was born on the 16th of May 1910, in the native state of Rajpipla where his father was a revenue officer in a small village. He left his studies from Middle School and went to Ahmedabad to study under Ravishanker Raval. Further, he also studied in the Art Schools of Madras and Bombay, through the encouragement of Sir Chinubhai Madhowlal, a leading industrialist of Ahmedabad. and patron of art. He stayed in the Bombay School of Art for the year 1932 and stood first in the final examination; and in 1934 he was awarded the Gold Medal of the Bombay Art Society for the best picture of the year. His pictures are in the Prince of Wales Museum, Bombay. As long before planned he settled in Ahmedabad and joined Mr. Raval in his Gujarat Kala Sangh Chitrashala (Institute for Gujarat Art Students). Here he devoted his abilities for further progress and helping other young artists according to the directions of Mr. Raval. In an unconventional way the house has produced many artists and Mr. Rasiklal has creditably returned his obligations to his mother institute. His qualities and virtues as a teacher were soon appreciated by the authorities of the C. N. Vidya Vihar, a leading institute of education in Ahmedabad. He has, since then, made that institute his whole time place of activity and has helped its reputation.

Rasiklal's drawings and pictures have a certain sincerity and charm that distinguishes him from many Indian artists. He has in him blended the melody of Indian colours and classic setting of forms. His forms have a plastic reality and this is perhaps due to his stray studies in wood cut, lino cut and clay modeling in which also he has acquired some professional standard. With these equipments and training he can hope to achieve greater heights in the realm of art.

## શ્રી રસિકલાલ પરીખની

# ચિત્રસાધના

**ગુજરાતમાં** કલાનો ઇતિહાસ સર્જાઈ રહ્યો છે એની હવે કોઈ ના કહી શકે એમ નથી. પ્રજાને નવી ઊર્મિ ને નવો ઉલ્લાસ આપતા કલાના વિવિધ અંકુરો આજે ઠારોઠાર નજરે પડે છે. એ બધાના વિકાસ અને પ્રચારમાં કયાં કયાં કારણો ગુપ્ત કે પ્રસિદ્ધ ફાળો પૂરી રહ્યાં છે એ સમજવાની ખરી તક એ પ્રકાર ચાલુ હોય એ જમાનામાં જ મળી શકે છે. પાછળથી ગોઠવાતી સ્મરણાંજલિઓ ઘણીવાર અસંબદ્ધ કે કલ્પનાગ્રથિત બની જાય છે; પણ પ્રત્યેક યુગના જીવંત પુરુષાર્થની તત્કાલ નોંધ કે નિરુપણ પ્રજાના ભાવિ પ્રયોગો અને પ્રગતિ માટે સત્ય હકીકતોવાળું દૃઢ સંસ્કારબળ પૂરનારાં બને છે.

દેશમાં કલા કે સાહિત્યની ઉત્કૃષ્ટ સીમાઓ પ્રાપ્ત થાય તે પૂર્વે કઈક વ્યક્તિઓએ તેનાં વિવિધ અંગોને સમૃદ્ધ ને તેજસ્વી બનાવવા પોતાના જીવનનો કસ પાયો હોય છે.એ ક્ષેત્રની નબળાઇઓ, જડતા, મતાગ્રહો વગેરે હઠાવવા માટે અભ્યાસ, તપ અને એકાંત ચિંતન કરી લોકાદર્શોને બની શકે તેટલા સમુજ્જવલ અને શુદ્ધ એમણે જ બનાવ્યા હોય છે.

કોઈપણ દેશમાં કલા કે સાહિત્યનો જ્યોતિર્ધર પ્રકટે છે તે પૂર્વે દેશમાં તેના અનેકવિધ વર્ણો પ્રકટાવતી નાનીમોટી વ્યક્તિઓની પૂર્વસાધના તેને પ્રેરણા અને નિર્વાહન આપે એવું વાતાવરણ સર્જી મૂકે છે. ગુજરાતની કલાના એવા સાધકસમુદાયમાં કલાકાર રસિકલાલ પરીખે જીવનની તરુણાવસ્થામાં જ શિષ્ટ પંક્તિ મેળવી છે. એમણે અનેક ચિત્રો સર્જ્યાં છે, અનેક રીતે કલાની ઉપાસના કરી છે અને અનેક સ્થળેથી આદર તેમજ પારિતોષિક મેળવ્યાં છે પરંતુ કેવળ આટલાં જ કારણથી તે તરુણો સમક્ષ મૂકવા યોગ્ય દૃષ્ટાંત નથી બનેલા; પણ પોતાનો જીવનધાત્રી કલાનો એમણે જે એકાગ્રતા અને ઉપાસનાથી સાક્ષાત્કાર મેળવ્યો છે તે જ ખરૂં પ્રેરક તત્ત્વ છે, અને તેની હકીકત ભાવિના ઊગતા કલાકારો તથા કલારસિકોને શિક્ષાપ્રદ બને એવી છે આથી જ, ગુજરાતની કલાનો પ્રૌઢ કાલ

(પૃ. ૮મે ચાલુ)



The Temple-Dancer

દેવદાસી

લગભગ ચાર ફૂટની ઊંચાઇનું આ ચિત્ર મુંબાઈની આર્ટ સોસાએટીમાં સુવર્ણચંદ્રક પામ્યું
અને વેચાઈ ગયું.

આવે તે પહેલાં આવા જે અરુણોનો પ્રકાશ આહ્લાદક બન્યો છે તેમનું તેજદર્શન કરાવવું આવશ્યક બને છે.

એમનાં ચિત્રો શીતળ, પ્રેમળ હળવી ઊર્મિઓભર્યાં રંગ અને રેખાની સચોટ હથોટીવાળા નમૂનાઓ છે. જીવનની ફિલસૂફી બતાવતા પ્રસંગોનો વેધ કરતાં શાસ્ત્રીય ચિત્રો એમની કલમે ચઢતાં નથી એ વાત ખરી છે; છતાં નરી સરળતાપૂર્વક પોતાના વાતાવરણમાંથી કાવ્યમય પાત્રો અને દૃશ્યો સર્જાવતી એમની મનોહર સજીવ રંગાવટે એમના કલાકારત્વને તો સિદ્ધ કરી જ આપ્યું છે. એમની ઝીણવટ અને ચોકસાઈભરી આલેખના તેમજ રંગશુદ્ધિથી એમનાં વલણ અને ક્રિયા, શિષ્ટ કલાકારને શોભે એવાં દીપી ઊઠે છે. એમનાં ચિત્રોમાં પ્રસંગની મહત્તા કોઈ પૂછતું નથી. તેમાંનાં લાલિત્ય, માર્દવ, રંગ અને આકારોની સચોટ સ્પષ્ટતા, બીજાથી સાવ નિરાળાં જ પડે છે. એમણે ચિત્રકલાના બધા જ પ્રયોગોમાં એકસરખી ઝીણવટ અને આકારશુદ્ધિ જાળવ્યાં છે. જળરંગી ચિત્ર હોય યા તૈલરંગી

(પૃ. ૧૦મે ચાલુ)



A Colourfull Welcome — રંગભર્યું આંગણું



Festival of Agriculture

કૃષિમહોત્સવ

રસિકલાલે મુંબાઇ સરકારી ચિત્રશાળાની ડીપ્લોમા પરીક્ષામાં જે ચિત્ર પર પ્રથમ પદવી મેળવી હતી, તેમાંનો થોડો ભાગ ફેરવી નવવિધાનરૂપે આ ચિત્ર ચાર ફૂટ ઊંચું અને આઠ ફૂટ લાંબું તૈયાર કર્યું હતું. અમદાવાદમાં ૧૯૩૬ના સાહિત્ય સંમેલનમાં રજૂ થયા બાદ એ અસલ ચિત્ર ત્રિવેન્દ્રમના રાજ્યચિત્રાલય માટે ખરીદાઇ ગયું છે. આ ચિત્રમાં પાત્રોના વિવિધ સુંદર અભિનયો સાથે આગળ વધતી ગતિનું આકર્ષણ છે.




દક્ષિણ હિંદના ગામડાની દુકાન

A South Indian Village Shop

હોય, ટાંકથી કરેલું આ-લેખન હોય કે પેન્સિલ-સ્કેચ હોય, માટીકામ હોય કે શેત્રંજીની ભાત કરવાની હોય, લીનોકટ હોય કે વૂડકટ હોય, તેમાં બધે જ એમનો હાથ એકસરખી સ્થિરતા ને જમાવટ બતાવી શકે છે. એમનાં સંપૂર્ણ ચિત્રો કરતાં યે એમના કરેલા આવા વિવિધ પ્રયોગો અને આલેખનોમાં એ-મની કલાની તાલાવેલી-નું આબાદ દર્શન થાય છે.

આ બધા સદ્‌ગુણો-ની પરાકાષ્ઠા કેળવવા માટેનો અવકાશ કે સં-સ્થા આ દેશમાં દરેક-ને પ્રાપ્ત થતાં નથી એટલો જ નિઃશ્વાસ છેવટે રહે છે. આવા પ્રયોગકો કે સાધકો જો કોઈ પણ અગ્રભાગી દેશની કલાસંસ્થામાં અભ્યાસ કે આદર પામ્યા હોય તો જગતના સુપ્રસિદ્ધ નરોમાં તેમની ગણના થતાં સમય લાગે નહિ એ નિઃસંશય. આટલું યે શી રીતે બન્યું હશે એ જાણીએ તો તેમને પડેલી મુશ્કેલીઓ અને નડેલાં આવરણોનો ખ્યાલ તેમના માટે ધન્યવાદનો અંશ વધારશે. (પૃ. ૧૨મે ચાલુ)



Son of the Sea

સાગરબાળ

ઈ. ૧૯૧૦માં રાજપીપળા સ્ટેટના વાલિયા ગામમાં તેમનો જન્મ થયો. તેમના પિતા નરસીદાસ પરીખ તે વેળા ત્યાંના મામલતદાર હતા. બાળપણ ગામઠી શાળામાં જ વીત્યું; પણ રસિકલાલને યાદ છે કે *'અમે નિશાળમાંથી રજામાં ત્યાંથી નજીકના તળાવ પર જઈ ચીકણી માટી ખોદી તેમાંથી ગાડું, બળદ, ઢીંગલા વગેરે બનાવતા.'* તળાવ પરના મંદિરની છાયામાં માટીના ઘાટ કરતાં કંઈક દિવસો ગાળ્યા હતા. ઝાડ પર ચડવું, તળાવનાં કમળો-માંથી કમળકાકડી કાઢીને ખાવી, પાણી પાવાને બહાને ઘરનું ઘોડું લઈ ચક્કરો લગાવવાં આવી આવી પ્રવૃત્તિઓમાં કુદરતના આશીર્વાદભર્યું બાળપણ ભોગવ્યું હતું; પણ એ બધાંને જીવનના શિક્ષણ સાથે શો સંબંધ છે એનું એમને જ્ઞાન ન હતું.

પિતા નોકરીમાંથી નિવૃત્ત બની રાજપીપળામાં રહ્યા અને રસિકલાલ ત્યાં હાઇ-સ્કૂલના ચોથા ધોરણ સુધી આવ્યા તે પછી જ તેમને ડ્રૉઇંગ ક્લાસનાં દર્શન થયાં. સ્વભાવથી જ આકૃતિ પર આંખ ઘડાએલી, એટલે ડ્રૉઈંગના પાઠો સહજ આવડતા અને આગળ નંબર રહેતો. બીજાઓને ચિત્ર અઘરૂં પડતું ત્યારે તેમને આશ્ચર્ય લાગતું. ચિત્ર-શિક્ષક ચંદુભાઇએ ડ્રૉઈંગની 'એલીમેન્ટરી ગ્રેડ'ની પરીક્ષા માટે તૈયારી કરવા કહ્યું, ત્યારે તે વાત ઠપકાની બીકે ઘેર નહોતી કહેવાતી. વડીલો માનતા કે ચિત્ર શીખ્યે શું વળવાનું હતું? અંતે, ચાલુ ધોરણમાં પાસ થવાની શરતે ચિત્રની પરીક્ષા આપવા છૂટ મેળવી. પરીક્ષા આડે એક જ માસ હતો, એટલે કામ ઘણું કરવું પડતું. એ વખતે રંગપેટીનાં તો દર્શન જ નહોતાં થયાં. ક્લાસમાં ત્રણ પ્રવાહી મૂળ રંગમાંથી બધાં ચિત્રો ભરવાનાં હતાં. ચિત્રની પરીક્ષા તો આપી, પણ ચાલુ ધોરણની પરીક્ષા પાછળથી થઈ તેમાં નાપાસ થવાયું. એથી ઘરમાંથી ઠપકો મળ્યો અને મનમાં ખૂબ ગ્લાનિ થઇ. બીજે વર્ષે મહેનત કરી ચોથું ધોરણ પસાર કરી પાંચમું શરૂ કર્યું. પણ તેમાં વળી ચિત્રની બીજી 'ઇન્ટરમીજિયેટ' પરીક્ષા આપી એટલે ધોરણ બગડ્યું. ઘરમાં બધાંને ચિંતા થઈ કે આ છોકરો ભણી નહિ શકે. એ તો વાંચવા–લખવાનું મૂકી દઇ ચિત્રકામની લતે જ ચડી ગયો હતો.

રસિકલાલના મોટા ભાઇ નગીનદાસ સાબરમતી આશ્રમમાં કાંતણપીંજણ સાથે સીવણની તાલીમ આપવા આવેલા. તેમણે બીજા થોડા વિદ્યાર્થીઓને શ્રી રવિશંકર રાવળ પાસે અભ્યાસ કરતા જોઇ રસિકલાલની હાલત જણાવી એમના ચિત્રગૃહમાં મોકલવાનો મનસૂબો ગોઠવ્યો અને રસિકલાલને લખી નાખ્યું. નાપાસ થએલા એ વિદ્યાર્થીને હાથમાં સોનાનું ઝાડ આવ્યું એમ લાગ્યું હશે. તેણે ખૂબ મહેનત કરી કેટલાંક સુંદર પેન્સિલચિત્રો સુવર્ણમાલામાંનાં શ્રી ધુરંધરનાં ચિત્રો પરથી દોર્યાં અને રવિશંકર રાવળને જોવા મોકલ્યાં.

(પૃ. ૧૪મે ચાલુ)



Out of Season

શુષ્કભૂમિનો અતિથિ

આ ચિત્ર ભાઇ રસિકલાલના આરંભકાળનો એક નમૂનો છે. ચિત્રમાંનો કૂવો અને વૃક્ષ અમદાવાદના રાયપુર દરવાજા બહારના એક ખેતરમાંનું દૃશ્ય છે. આજે તો ત્યાં મકાનો થઈ ગયાં છે, પણ એ વેળા આ કૂવો ને સૂકું વૃક્ષ ચિત્રકારનું સહજ નિશાન બને એવી એ જગ્યા હતી. ખંડિયેરમાં ભૂલા પડેલા મોરને ચીતરીને અરસિક જનતામાં આવી પડેલા કલાકાર વિષે વ્યંગ કર્યો છે. નિર્વાહ શોધતા કંઈક કલાધરોને એવા અનુભવો થયા હશે. રંગ અને આલેખનની સાદી સ્વચ્છ ક્રિયાના પ્રતીક જેવું આ ચિત્ર રસિકલાલની ભાવિ કારકીર્દિની સબળ આગાહી આપતું હતું. મદ્રાસના પ્રદર્શનમાંથી કોઈ કલાપારખુએ તે ખરીદી લીધું છે અને ગુજરાત પાસે તેની સ્મૃતિ રૂપ આ ત્રિરંગી બ્લૉક જ બાકી રહ્યો છે. કુદરત અને માનવજીવનનાં વાસ્તવિક દૃશ્યોમાં પણ કવિ અને કલાકાર ઘણી ઉક્તિઓ અને ઉપમાઓ શોધી કાઢી પોતાની ભાવના વ્યક્ત કરવા તેનો સચોટપણે ઉપયોગ કરી લે છે એવું જ આ ચિત્ર માટે બન્યું હોવાથી તે એક વિચારનું સુંદર દ્યોતક બની રહ્યું છે.



બીજ
A very early drawing

એ નકલો માત્ર હતી; છતાં આલેખન ખૂબ સમજણ-પૂર્વક અને મુખભાવો સંભાળીને કરેલાં હતાં. એ પરથી રવિભાઇએ તેને પોતાની પાસે અભ્યાસ માટે આવવા મંજૂરી આપી. નગીનભાઇએ માબાપને સમજાવી લીધાં અને રસિકલાલને અમદાવાદ લઇ આવ્યા.

તા. ૭મી ઑગસ્ટ ૧૯૨૬ના રોજ તરુણ રસિકલાલે કુમારકાર્યાલય-માં પ્રવેશ કર્યો અને ચિત્ર-શિક્ષણનો પ્રારંભ કર્યો. લાક્ષણિક એકાગ્રતા અને અચૂક શુદ્ધ આલેખન એ અભ્યાસનાં મુખ્ય અંગ હતાં, તેમાં એણે પૂરો આંક આપ્યો. અઠવાડિયા પછી કુમાર કાર્યાલયના સ્ટુડિયોમાં જ વાસો કરી નજીકની લૉજમાં જમવાનું રાખ્યું, અને દિવસ-રાત મળે એટલો વખત ચિત્રસાધના કરવા માંડી. સ્વભાવે મૂંગા, ટેવોમાં સ્વાશ્રયી અને રહેણીમાં સાદા હોવાને લીધે તે સૌને એકસરખા પ્રિય થઇ પડ્યા. શરીરસ્વાસ્થ્ય જાળવવામાં તેમનો નંબર છેવટ સુધી પ્રથમ રહ્યો હતો. સ્ટુડિયોની સાફસુફીથી માંડી રવિભાઈના સર્વ ચિત્રકામમાં અને જરૂર પડે તો કાર્યાલયના કામકાજમાં પણ સહાય કરવા સાથે તેમણે

(પૃ. ૧૯મે ચાલુ)



A Woodcut (original in five colours)

**ઘરની સેવા** (વુડકટ-મૂળ પાંચ રંગમાં)



પરબ A Woodcut (વૂડકટ)

વૂડકટની કલા આટલા વિકસિત રૂપમાં ગુજરાતમાં પહેલવહેલી પ્રાપ્ત કરવાનું માન ભાઈ રસિકલાલ લઈ શકે એમ છે. ૧૯૨૦માં 'બૉમ્બે ક્રૉનિકલ'ના કલાવિવેચક શ્રી કનૈયાલાલ વકીલે તેની બહુ આદરપૂર્વક નોંધ લીધી હતી.



On the footpath

ફુટપાથ ઉપર

સહચારીઓને શીખવવા પણ માંડ્યું હતું. એ વખતના તેમના સાથીઓમાં જયંતીલાલ ઝવેરી, સત્યેન્દ્ર મહેતા, યજ્ઞેશ્વર શુકલ વગેરે હતા. કનુ દેસાઇએ શાંતિનિકેતનમાં નામ નોંધાવી દીધું હતું; પણ લાંબી રજાઓમાં તેમનો પરિચય અન્ય વિદ્યાર્થીઓને ઠીક મળતો. કૃષ્ણલાલ ભટ્ટ, સોમાલાલ શાહ તથા રવિશંકર પંડિતની નિકટતા પણ વાતાવરણને પ્રેરણાવંતું રાખતી.

આમ બહુવિધ કળાસંસ્કારવાળા મંડળ વચ્ચે તેમના આદર્શો સ્પષ્ટ ઘડતર લેતા ગયા. કલાચર્ચા, નિરુપણ, પુસ્તકો વગેરેનો પ્રભાવ પણ ઓછો નહોતો. એવામાં આશ્રમમાં એક કલાશિક્ષકની જરૂર પડી, એટલે રવિભાઇની સલાહથી તેમના ભાઇએ ત્યાં તેમની જ ગોઠવણ કરી. એથી આર્થિક ટેકો મળ્યો. કુમાર કાર્યાલય તરફથી પણ બનતી સહાય મળતી, એટલે ઘર પર ખર્ચભાર પડ્યો નહિ. આશ્રમથી રોજ જતાં આવતાં નવી પ્રાપ્ત થએલી દૃષ્ટિથી નિસર્ગચિત્રો અવલોકતાં બહુ આનંદ મળતો. એ પૈકી થોડાક આલેખો કરી રવિભાઇને બતાવતાં તે પરથી ચિત્રો કેમ સર્જાય તેના પાઠ રૂપે પહેલું ચિત્ર 'માનાં



A riverside bit

**વડને છાંયે** (સ્કેચ)

હેત' તૈયાર થયું. ત્યાર પછી રાયપુર દરવાજા બહારનો એક ખંડિયેર કૂવો આલેખ્યો. તે પરથી 'શુષ્ક ભૂમિનો અતિથિ' ચીતરાયું. એ બન્ને ચિત્રો મદ્રાસના પ્રદર્શનમાં મોકલ્યાં અને ત્યાં વેચાઈ ગયાં. આ ખબર તે રજા લઈ રાજપીપળા ગયા ત્યારે પાછળથી ત્યાં મળ્યા હતા; તેથી ઘરનાંને પણ ખાતરી થઈ કે ચિત્રકળામાં પણ કાંઇક કિંમત છે ખરી. એવી રીતે ત્રણેક મૌલિક ચિત્રો એમણે તૈયાર કર્યાં અને કેટલાંક શિષ્ટ હિંદી ચિત્રોની નકલો પણ કરી જે અસલ ચિત્ર જેટલા જ આબેહૂબ ગુણભારવાળી હતી.

કલાકાર તરીકે કોઈ પણ જાતનું કામ ઉઠાવવાની હિંમત તથા શક્તિ તેમનામાં પ્રકટેલાં જોઈ રવિભાઇએ તેમને કોઈ વિશાળ ક્ષેત્રમાં મોકલવા યોજના ચિંતવી અને તેમનાં કામ, શક્તિ, સ્વભાવ વગેરેની ભલામણ સાથે અમદાવાદના કલાપ્રેમી શ્રીમંત સર ચીનુભાઇને સહાય કરવા વિનતિ કરી. તે પરથી તેમણે ઉદારતાપૂર્વક માસિક રૂા. ૨૫ની સ્કૅાલરશિપ મંજૂર કરી. એ વખતે સર ચીનુભાઇ અને મદ્રાસના કલારસિક શ્રીમંત સ્વ.

(પૃ. ૨૪મે ચાલુ)



Age and Youth

યુવા-વૃદ્ધાવસ્થા

રસિકલાલને કહેવાનું થોડું હોય છે, છતાં ચિત્રમાં પાત્રો ને દૃશ્યની ગૂંથણી એવી બની જાય છે કે ક્રિયાકૌશલ્ય અને કલાત્મક શૈલીના ભેદ પર ચર્ચા કરવાનો આપણને અવકાશ રહેતો નથી. પોતાના વતન રાજપીપળા આગળના વિંધ્યાટવીના પહાડો અને પથ્થરો તેના મગજમાં નવી નિસર્ગલીલા રચે છે. પાત્રો તો માત્ર નિમિત્ત બને છે, પણ સ્થળનું આકર્ષણ અજબ બને છે.



On the Narmada — નર્મદાનાં નીરમાં

રામસ્વામી મુદલિયાર વચ્ચે તાજો પરિચય થયો હતો, અને રસિકલાલને તેઓ નામ તથા કામથી જાણતા હતા. વિશેષમાં એ જ અરસામાં થોડા વખત પર સુપ્રસિદ્ધ બંગાળી કલાકાર દેવીપ્રસાદ રાયચૌધરીની ત્યાંની આર્ટ સ્કુલમાં પ્રિન્સિપાલ તરીકે નિમણૂક થઈ હતી, તેમાં સ્વ. રામસ્વામીનો ઠીક હાથ હતો. એટલે પહેલા જથ્થાના વિદ્યાર્થીઓમાં રસિકલાલ જાય તો વધુ લાભ મળે એવી કલ્પનાથી મદ્રાસની આર્ટ સ્કુલમાં તેમને મોકલવાનું ઠર્યું. એ હતી ૧૯૨૯ના જુલાઇની ૧૩મી તારીખ.

આ યોજનાનું પરિણામ ધાર્યા જેટલું જ સરસ આવ્યું. આથી રસિકલાલ એક નવી પરંપરા અને ક્રિયાકૌશલ્યનું જ્ઞાન મેળવી શક્યા અને મુંબાઈ ઈલાકાના સુપ્રસિદ્ધ કલાકારોમાં નવી ભાત પાડી શક્યા. મદ્રાસમાં વસતા ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન શ્રી રત્નમણિરાવ ભીમરાવે રસિકલાલને એ બધાં વર્ષો પ્રેમપૂર્વક પોતાને ત્યાં રાખી એમને સાહિત્ય અને સંસ્કારનો પાસ લગાડ્યો હતો.

મદ્રાસમાં ખૂબ છૂટે હાથે કામ કરવાનું મળ્યું. અમદાવાદની પૂર્વતૈયારીથી તેમને

(પૃ. ૨૬મે ચાલુ)



Evening Shadows — વળતા પડછાયા

રસિકલાલ આવાં ચિત્રો ક્વચિત્ ક્વચિત્ કેવળ સ્મૃતિથી ઉપજાવી શકે છે. એક જ દિવસની બેઠકે ઉપજાવેલું આ તૈલચિત્ર કોઈ એકલા બેઠેલા સંગીતકારનો નિજાનંદભર્યો આલાપ હોય એવું લાગશે. વાદળાં ચીતરતી વેળા એની પીંછી જાણે હવા ભરીને ચાલે છે. પાછી તુરત પહાડો પર કઠણ ઓજારની જેમ ઘા કરતી ચાલે છે, તો ઊગેલાં વૃક્ષોમાં વર્ષોનો ઇતિહાસ કહેતી પાંદડાં કે ફૂલો સુધી લહેરાય છે. અને તેમાં માનવીઓ માઇલોથી ચાલ્યાં આવતાં છતાં ચિત્રની પૂરણી કરવાયોગ્ય જગ્યાએ જ અને યોગ્ય પળે પગ ધરે છે.



Outcasts

ગામ બહાર

એકદમ ઉપરની શ્રેણીમાં જગ્યા મળી. શ્રી દેવીપ્રસાદ એક ઊર્મિવંતા ચિત્રકાર હોવા ઉપરાંત પ્રખર શિલ્પવિધાયક પણ છે. એ વખતે કલકત્તાના વાઈસ ચાન્સેલર સ્વ. આસુતોષ મુકરજીનું મોટું અસલ કદનું બાવલું તે તૈયાર કરતા હતા. રસિકલાલને એ કામનો મૂળથી જ શોખ હોવાથી તેમની અનુમતિથી તેઓ એ કામમાં જોડાયા, અને સારી પ્રગતિ કરી પ્રિન્સિપાલનો પ્રેમ સંપાદન કર્યો. એ ઉપરાંત ખૂબ સ્કેચિંગ, વૉટર કલર, વૂડકટ, લીનોકટ વગેરે વિવિધ પ્રકારોમાં પણ સમયની મોકળાશપૂર્વક એમણે અભ્યાસ કર્યો અને તે ક્રિયાઓથી હાથનો કાબૂ વધારી દીધો. મદ્રાસમાં તેમના ઉત્કર્ષમાં રસ લેનારા શ્રી રત્નમણિરાવ, સ્વ. રામસ્વામી, મિ. કૉટન અને કવિશ્રી ખબરદાર હતા. સ્વ. રામસ્વામી તો દક્ષિણ હિંદની એક આર્ટ સ્કુલમાં તેમને હેડમાસ્તર તરીકે રોકવાની પેરવી પણ કરી ચૂકયા હતા. શ્રી દેવીપ્રસાદે અભ્યાસ માટે ચોથું વર્ષ રોકાવા કહ્યું, પણ રવિભાઈએ તેમની પ્રગતિ જોઈ મુંબાઇનો થોડો અનુભવ લેવા સલાહ આપી.

(પૃ. ૨૮મે ચાલુ)



Proud Mother

માનો ગર્વ

મદ્રાસના કામના નમૂના લઈ રવિભાઈની ભલામણ સાથે રસિકલાલ ૧૯૩૨ના જૂનમાં મુંબાઈની આર્ટ સ્કુલમાં શ્રી લાલકાકાને મળ્યા. એમણે તેને પ્રિન્સિપાલ શ્રી સૉલોમન આગળ રજૂ કર્યા, અને તેનું કામ જોઈ પ્રિન્સિપાલે ડિપ્લોમા ક્લાસમાં બેસવા અનુમતિ આપી.

મદ્રાસમાં ઓઈલ પેઇન્ટિંગ જૂજ કરેલું, તેમજ મોટી આકૃતિઓ પણ દોરેલી નહિ. પરંતુ મહેનત અને ઉદ્યોગથી એકબીજાનું જોઈ તેમણે કામ સમજી લીધું. ઉપરનો વર્ગ હોવાથી વર્ગનિરીક્ષક ભાગ્યે જ બધાને શીખવતા. સાથેસાથે શ્રી જગન્નાથ અહિવાસીના હાથ નીચે ચાલતો હિંદી કલાનો વર્ગ પણ એમણે ભરવા માંડ્યો. ત્યાં એમણે થોડાં ચિત્રો કર્યાં છે. પણ તે બધાંમાં મદ્રાસની હથોટીનો જ પ્રભાવ ઉપર રહેતો. મંગળ કળશ, ઢીંગલી, ચીનની સૃષ્ટિ, નજૂમી, સિદ્ધાર્થનો ગૃહત્યાગ વગેરે એમનાં ચિત્રો એ વખતે તૈયાર થયાં હતાં.

વર્ષ આખરે જ્યારે પરીક્ષા માટે ફી ભરવાનો વખત આવ્યો ત્યારે હેડમાસ્તરે નીચેના ઍડવાન્સ ક્લાસ માટે ફી ભરવા કહ્યું અને તે ક્લાસ પાસ કરવા પૂર્વે ડિપ્લોમા

(પૃ. ૩૦મે ચાલુ)



ગામડાની શેરી
A Village Street

પરીક્ષા ન અપાય એવો વાંધો કાઢ્યો. આની સામે રસિકલાલે જણાવી દીધું કે પોતાને કોઈ પરીક્ષા જ આપવી નથી! બે દિવસ પછી મિ. લાલકાકાને આની જાણ થઈ એટલે પ્રિન્સિપાલ શ્રી સોલોમનને તેમણે એ વાત કરી. પ્રિન્સિપાલે આખા વર્ષનું કામ જોઈ પરીક્ષામાં બેસવાની રજા આપી દીધી. અત્યાર સુધી કોઈએ આ રીતે ડિપ્લોમાની પરીક્ષા આપેલી નહિ, એટલે જ ઉપરનો પ્રશ્ન ઊભો થયો હતો. પરીક્ષામાં આવેલો વિષય પણ રસિકલાલને મનગમતો હતો. ૬×૩ ફૂટનું તે ચિત્ર 'ઉત્સવ-પ્રયાણ' એમણે એક માસમાં તૈયાર કર્યું. ચિત્ર થતું હતું એ વખતે પ્રિન્સિપાલ વખતોવખત જોઈ જતા. સૌની નવાઈ વચ્ચે એ પરીક્ષામાં રસિકલાલને સૌથી ઉપર માર્ક મળ્યા અને ફર્સ્ટ કલાસ ફર્સ્ટ ગણાયા. પરીક્ષામાં બેસવાની જ જ્યાં મુશ્કેલી હતી ત્યાં આ પરિણામે તેના સર્વ શુભેચ્છકોમાં ખૂબ જ હર્ષ ફેલાવ્યો.

પરીક્ષા પછી ઘેર આવી એકાદ ટર્મ શાન્તિનિકેતન જવા વિચાર કર્યો. રવિભાઈએ નંદબાબુને લખી પણ નાખ્યું, અને પ્રવેશની મંજૂરી મંગાવી લીધી. પણ દરમિયાન પ્રિન્સિ-

**તુલસીને પાણી**
Watering Tulsi plant



પાલસોંલોમનેતારકર્યો કે બે ટર્મ માટે માસિક રૂા. ૩૦ની સ્કૉલરશિપ સ્કુલ તરફથી ભીંત-ચિત્રો (Mural Decoration)ના કામ માટે મળશે, માટે તુરત આવી જાવ. શાન્તિનિકેતનનો વિચાર મોકૂફ રહ્યો અને ફરી રસિકલાલે મુંબાઇમાં વાસ કર્યો.

એ વર્ષ દરમિયાન ડેકોરેશનમાં કોઇ મોટું કામ થયું નહિ માત્ર થોડા નાના સ્કેચ તૈયાર કર્યા. જે પરથી આગળ જતાં એમણે 'નર્તકી', 'નવધાન્ય', 'માછીમાર' વગેરે મોટાં ચિત્રો તૈયાર કર્યાં. ૧૯૩૫માં નર્તકી ચિત્રને સર્વોત્તમ ગણી મુંબાઇ આર્ટ સોસાએટીએ એમને સુવર્ણચંદ્રક આપ્યો અને ચિત્ર વેચાઈ ગયું. 'રંકનો વૈભવ' નામનું ચિત્ર પણ એ જ અરસામાં થએલું, અને મુંબાઇના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમે તે બીજા વર્ષના પ્રદર્શનમાંથી ખરીદ કરી લીધેલું.



ગામડાની શેરી
A Village Street

પરીક્ષા ન અપાય એવો વાંધો કાઢ્યો. આની સામે રસિકલાલે જણાવી દીધું કે પોતાને કોઈ પરીક્ષા જ આપવી નથી! બે દિવસ પછી મિ. લાલકાકાને આની જાણ થઈ એટલે પ્રિન્સિપાલ શ્રી સૉલોમનને તેમણે એ વાત કરી. પ્રિન્સિપાલે આખા વર્ષનું કામ જોઈ પરીક્ષામાં બેસવાની રજા આપી દીધી. અત્યાર સુધી કોઈએ આ રીતે ડિપ્લોમાની પરીક્ષા આપેલી નહિ, એટલે જ ઉપરનો પ્રશ્ન ઊભો થયો હતો. પરીક્ષામાં આવેલો વિષય પણ રસિકલાલને મનગમતો હતો. ૬×૩ ફૂટનું તે ચિત્ર 'ઉત્સવ-પ્રયાણ' એમણે એક માસમાં તૈયાર કર્યું. ચિત્ર થતું હતું એ વખતે પ્રિન્સિપાલ વખતોવખત જોઈ જતા. સૌની નવાઈ વચ્ચે એ પરીક્ષામાં રસિકલાલને સૌથી ઉપર માર્ક મળ્યા અને ફર્સ્ટ કલાસ ફર્સ્ટ ગણાયા. પરીક્ષામાં બેસવાની જ જ્યાં મુશ્કેલી હતી ત્યાં આ પરિણામે તેના સર્વ શુભેચ્છકોમાં ખૂબ જ હર્ષ ફેલાવ્યો.

પરીક્ષા પછી ઘેર આવી એકાદ ટર્મ શાન્તિનિકેતન જવા વિચાર કર્યો. રવિભાઈએ નંદબાબુને લખી પણ નાખ્યું, અને પ્રવેશની મંજૂરી મંગાવી લીધી. પણ દરમિયાન પ્રિન્સિ-



Grandpa's darling દાદાનો લાડકવાયો



પૂજા
At the temple

બોર્ડિંગનું 'વિદ્યાવિહાર' રૂપી વિશાળ સંસ્થામાં સ્વરૂપાંતર થયું ત્યારથી તેના આચાર્ય શ્રી ઝીણાભાઈ દેસાઇ(સ્નેહરશ્મિ)એ રસિકલાલને સંપૂર્ણ સમયના અધ્યાપક તરીકે એ સંસ્થામાં ખેંચી લીધા છે અને તેમને એ શાળાની કળાશિક્ષાના ધુરાવાહી બનાવ્યા છે.

એમની નિખાલસતા અને બાલોચિત સરળતાએ વિદ્યાર્થીઓ પર સુંદર છાપ પાડી દીધી છે. કઠોરતા કે કડકાઈ તો તે ભાગ્યે જ દર્શાવી શકે છે.

કળાના કાર્યમાં કોઈપણ પ્રકારની મહેનત કરવી હોય તો તેઓ એક ચિત્રને સંપૂર્ણ કરવા જેટલી જ ધગશ, ચીવટ ને કુશળતા બતાવે છે.

એમનાં ચિત્રો જ્યાંજ્યાં પ્રદર્શનમાં મુકાયાં છે ત્યાંત્યાં આદરને પાત્ર થયાં છે ને ભાગ્યે જ ખરીદાયા વિના રહ્યાં હશે. મ્હૈસૂર, ત્રિવેન્દ્રમ અને બીજાં કેટલાંક શહેરોના રાજ્ય-

(પૃ. ૩૬મે ચાલુ)



The doll

ઢીંગલી

રસિકલાલનાં ચિત્રોમાં ગહન ભાવનાઓ કે વિચારણાનાં ગૂંચળાં ઓછાં હોય છે; પણ તેની રંગાવટમાં એક અનોખી મધુરી મૃદુલતા દેખાશે. તેમાં આકૃતિની સ્વચ્છ આલેખના સાથે ઝીણવટભર્યાં અલંકારો અને વસ્તુના તત્ત્વાભાસ (texture) બહુ જ મનોરમ બને છે

મહેલો અને ચિત્રાલયોમાં એમનાં ચિત્રો માનવંતું સ્થાન મેળવી શકયાં છે. ગુજરાતમાં કોઇ રાષ્ટ્રપ્રતિનિધિત્વવાળું ચિત્રાલય થશે ત્યારે રસિકલાલનાં ચિત્રો તેની અગત્યની પૂર્તિ ગણાશે જ.

આજે શિક્ષણની ફરજોના દબાણથી તેઓ ચિત્રકલાને બહુ જ જૂજ ફાળો આપી શકે છે; પણ દેશની વિષમ પરિસ્થિતિમાં અનેક ગુણી પુરુષોનું ભાગ્ય એ જ રીતે ઘડાતું આવ્યું છે. પરંતુ કોઈ એવો સમય આવશે કે રસિકલાલ ગુજરાતની કળાની વિદ્યાપીઠના પ્રૌઢ નેતા બની રહ્યા હોય. એ આશા જેમ બને તેમ વહેલી ફળો એવી શ્રદ્ધા છે.



Preparing the puff

ફૂંકની તૈયારી



Wayside stay

**ગ્રામ કન્યા**

માત્ર એક ઝટપી નોંધ. રસ્તે બેઠેલી વણઝારાની કન્યા, તરતનું વીંઆએલું બકરીબાળ, ઘટા કરતું વનવૃક્ષ, નજીક પાણીનું ખાબોચિયું અને સાંજના ધૂંધળા વાતાવરણમાં દૂર જતો કેડો, એ બધામાં ચિત્રની વિચારપરંપરા સાધી રાખી છે.



A bird visitor

## પ્રવાસી પંખી

રસિકલાલને બાલજીવનનાં દૃશ્યો દોરવાનો ભારે શોખ છે. એનાં આલેખેલાં બાળકો ઘરરખુ, ડાહ્યાં અને પ્રેમળ હોય છે; છતાં પ્રાણી કે પક્ષીઓમાં સહજ કુતૂહલ અને સહાનુભૂતિ ભૂલતાં નથી. એક સામાન્ય ઘરની પરસાળ આગળ માતાની ગેરહાજરીમાં ભાંડુઓને સાચવતી મોટી બેન પ્રવાસીપંખીમાં કોઈ સંદેશ વાંચતી દેખાય છે.



Fetching water

પનિહારી



Propitiating the gods

ભાઈનાં ઘોડલાં

રસિકલાલની પ્રૌઢ બનેલી હથોટીનો એક સુંદર નમૂનો. વિગતોની ક્લિષ્ટતા કડાવી દઈ દૃશ્યમાં જરૂરી સામગ્રીને ઉચિત રૂપે મૂકીને ચિત્રમાં શાંતિભર્યું સૌંદર્ય ઉત્પન્ન કર્યું છે.



A Street in Sarkhej

સરખેજની શેરી

વાસ્તવિકતાનું સચોટ આલેખન કરવામાં પણ રસિકલાલ પાશ્ચાત્ય ક્રિયાત્મકતા પર કેવી સારી હથોટી ધરાવે છે તેનું આ ચિત્ર સરસ દૃષ્ટાંત છે. અમદાવાદ પાસેના સરખેજ ગામની અંદરનો માર્ગ તેના નિરાંતભર્યા વાતાવરણ સાથે અહીં આબેહૂબ આલેખાયો છે.



Mother's Fondling

## માનાં હેત

રસિકલાલનું આરંભકાળનું ત્રીજું ચિત્ર. સત્યાગ્રહાશ્રમથી કુમાર કાર્યાલયના કલાગૃહમાં આવતાં સાબરમતીને કિનારે જોએલ એક સાવ સાદો પ્રસંગ સુમધુર ચિત્રશૈલીથી રજૂ કર્યો છે. ઘાસનો ભારો બંધાઈ રહેતાં પોતાના ઓઢણાની ઝોળીમાં સૂતેલા બાળકને ઊંઘમાંથી જગાડતી શ્રમજીવી ગ્રામ-જનનીનું આ ચિત્રમાં કેવું પવિત્ર અને આહ્લાદક દૃશ્ય બને છે?



The Small-pox god

બળિયાકાકાની આધા

સરળ નારીજગતના દૈનિક વ્યવહારમાંથી લીધેલું આ ચિત્ર પણ પ્રારંભકાળનો એક નમૂનો છે.

Full Moon

પૂર્ણિમા પાછી ઊગી રે



A Page from a Sketch-book

નર્મદાતીરનું ગામ



Rhythm of Labour

## શ્રમની શોભા

ચિત્રશાળાની સામે એક દિવસે મજૂરોનું ટોળું આવી કામે વળગ્યું અને રસિકલાલની પેન્સિલ સજીવ બની તેમના અંગવિક્ષેપો અને હલનચલન સાથે ફરવા માંડી. કામ પર લાગેલા પાવડા, ટોપલા અને હાથપગ હલાવતાં રંક માનવીઓએ એક તાલબદ્ધ વ્યવહાર રચ્યો. કોઇ ભરે છે, કોઇ ઉપાડે છે, કોઈ પહોંચાડે છે, અને એની વચ્ચે, ઝાડ નીચે ઝૂલતી ઝોળીઓ, માટલાં, તડકાછાયા ઝીલતી ઓઢણીઓ અને સ્નાયુભર્યાં બાવડાં જીવનની એકાગ્રતા અને આવશ્યકતાનું કોઈ મૌન સંવેદન કથી રહ્યાં છે.



A Pen-drawing

શાહી અને કલમ વડે પાત્રાલેખન



Autumn

પાનખર

રંગો અને અલંકારો વિનાની પાનખર સૂસવતા વાયરા ઝીલતી સમયનો સ્વર અને તાલ મેળવી રહી હોય એમ, પાન ખરતાં બે વૃક્ષો વચ્ચેથી પીળી સાડીવાળી સુંદરી ઘર તરફ પળી રહી છે.

